

અનામ ખુદા -

સર જે. જે. હોસ્પીતલના પારસી વોર્ડના લાભ માટે

# પારસી હરીશચંદર

યાને

## ઈમાનદારી ઉપર સિતમગારી.



નાટક લખનાર- ડૉ૦ જહાંગીર બાટલા L. M. & S. | ગાયનો બનાવનાર-મી. પેસી પી. કાપડયા, B. A. B. E., (Civil)

[ "ગુજરાતી" છુચરત ]

(મરહુમ ડૉ૦ એરચશા ... ના વારસોની મહેરબાનીભરી પરવાનગીથી)

૧૯૨૮.



IV
1528

# દીબાચો.

—:o:—

બાટલીવાલા હોસ્પીતાલને લગતા પારસી વોર્ડના લાભ માટે લાંબો વખતથી બંધ પડેલો લોકોનો માનીતો "પારસી હરીસચંદર" ભજવી બતાવવા હમે મેડીકલ એમેચ્યુર્સો બહાર પડીયે છઇયે. પારસી હરીસચંદરનો આ જાહેરમાં અગીઆરમો દેખાવ છે. પારસી જેહમત અને પારસીઓના સંગીન ફાલાથી 5 H week વખતે ભેગાં થયલાં ગંજાવર ફંડમાંથી પારસીઓને ઇસ્પીતાલોને કદન નાચીજ જેવો નજીવો ફાલો ગયો છે, તો ગરીબ હમદીનોને ખરી જરૂરી મદદ આપનારાં એ અમારા મુખે પડેલા જે જે હોસ્પીતલના પારસી વોર્ડને કંઇબી બની શકતી મદદ કરવાની અમારી એવડી ફરજ સમજીયે છીયે.

આ ખેલ સરંજામ પાર ઉતારવા માટે મારી સાથે ખેલમાં ભાગ લેનારા અને પોતાના અભ્યાસ ને પ્રેકટીસના કીમતી વખતનો ભોગ આપીને ઉલટ અને દીલસોજીથી મદદ આપનારા મારા ભાઇબંધ મેડીકલ સ્ટુડંટો અને ડાકટર મીત્રોનો અંતકરણના ઉંડાણથી આભાર માનું છું; પોતાની બહોલી પ્રેકટીસની અનેક રોકાણો છતાં, મોટી અગવડ ખમીને મદદ કરનારા અમારા ચીફ લેડી ડેરેક્ટર ડા૦ જાલ પટેલ તેમજ સોલ સોલ વરસ થયાં મારી બાજુમાં ખડા રહી સંગીન મદદ આપનારા મારા મીત્રો ડા૦ જમશેદ માણેકસા, ડા૦ મીનુ લંગરાના તથા ડા૦ ધનજીભાઇ

કે. વાડીઆ ઝવેરી, આંટરોડ, ટેલીફોન નં૦ ૪૨૪૮૩.

લવંગીયાનો ખાસ આભાર માનું છું. ખેલમાં ભાગ લેનારા મીત્રો ડા૦ મેહલી વાડયા, ડા૦ વાંકડીયા, ડા૦ ગોઇપોરીઆ અને ડા૦ ડોસા દેશાઇનો તેમજ ખેલ ભજવી બતાવવાની પરવાનગી આપવા માટે ડા૦ કુપરનાં ફેમીલીનો હું એહસાનમંદ છેઉં.

લા૦ સેવક,

**જહાંગીર વાડયા.**

મુંબાઇ, તા૦ ૨૯ મી સપ્ટેંબર ૧૯૨૮.

---

# લીબર્ટી શેની!

| અપટુડેટ ખાણીપીણીની! | હાઇ ક્લાશ વાઇન્સ વીસ્કી બોર બ્રાંડીની? | ટકોરાબંધ નવાજ ફસટાઇલીશ બીલ-યર્ડ સેલુનની? |
| --- | --- | --- |

# લીબર્ટી બાર

## મનગમતી મોઝ મેલવવાનુ માનીતુ મથક!

**નામ પ્રમાણે કામ! દીલાવરપણે આનંદ ઉપજાવનારૂં ધામ!**

સેંત્રલ ઠેકાણું!
આલીશાન મકાન!
ભભુકદાર રોશણી!
મધ્યમ દામ!



ઇલેક્ટ્રીક ફેન!
ફરાગાટ બેઠકો!
ચોંપવંત મેનેજમેંટ!
લીબરલ કારોબાર!

**લીબરટી બારનું ખાવા તથા પીવાનું ઝાઝું વખણાય છે તેનો ભેદ શું?**

**એકજવારની જાતી મુલાકાતથી તે માલમ પડશે.**

**લીબરટી બાર અને બીલયર્ડ સેલુન,**

**નં. ૨૬૩, ગીરગામ રોડ, ઠાકુરદવાર (ટ્રામના રસ્તાપર.)**



પારસી હરીસચંદર અને બાળો (ફીડ ઉજ્જુ.)

# CHARACTERS.

## MALES.

**રાજા ઇંદર**—બહેસ્તનો રાજા. ડા. મેહ્લી વાડીયા

**વીશ્વામીત્ર**—મંચુની કસોટી કરનાર રૂસી ડો. વાંકડીઆ.

**નારદમુની**—એક તુમરા અથરાઉ ફરેસ્તો. ડો. ગોઇપોરીઆ.

**મુરદાં ફરોસ**—મંચુનો વખાણનાર ફરેસ્તો ડા૦ જહાંગીર વાડયા.

**મંચુ કાવારાણો**—સોલાપુરનો ઇમાનદાર પારસી બાદશાહ ડા૦ જહાંગીર વાડયા.

**પ્રધાન** ... ... ... ... ડા૦ મેહ્લી વાડીઆ.

**અદુ એસકી**•વીશ્વામીત્રનો પ્રાઇવેટ સેક્રેટરી. મી૦ ડોસા દેસાઇ.

**જીજુ**—મંચુ કાવારાણાનો ગાદી વારસ શાહજાદો ડા૦ મીનું લંગરાના.

**વાણેયા** } મંચુ અને પરીનને ખરીદનારા { ડો. ગોઇપોરીઆ.
**પારસી** } { મી૦ બરોજોર ભરડા.

**એડમીરલ વૉન ટરપીઝ**—કયસર તરફથી મંચુ આગળ આવેલો એલચી. ડા૦ મેહ્લી વાડીયા.

**ઉસતાદજી**— ... ... ... .. મી૦ ફીરોઝ એનજીનાયર.

## FEMALES.

**પરીચહેર**—મંચુની મોહરદાર. ડા૦ જાલ પટેલ.

**મીસ મૉડ એલન**—મંચુની દરબારમાં આવેલી નાચનારી. મી૦ તેહમી પાવરી.

**આયા** ... ... ... ... ડો૦ હોસંગ માંડવીવાલા.

દરબારીઓ, ચોપદાર, વીગેરે, વીગેરે.

છેલ્લામાં છેલ્લી શોધનું

# સોડા વોટર બનાવવાનું ઉત્તમ મશીન

"એક તંદોરસ્તી હજાર નીયામત"

ઊપલી વડવાઓની કહેતી હમેશાં યાદ રાખજો
પોતીકી તંદરોશતી જાલવવી એ દરેક માણસની ફરજ છે.

બજારૂં સોડા પીવા કરતાં તમારા ઘેરમાં ઓફીસ— જીમખાના અને કલબોમાં આ મશીન મુકી સોડા બનાવી પીવો દરેક મીઠાં પીણાં પણ સહેલાઇથી બને છે.



સોડા માત્ર એક આનામાં દજન બને છે.

એક વખત જોઇ જવાની ખાસ ભલામણ કરીએ છીએ.

દરેક રીતની મફત સલાહ આપીએ છીએ.

કીંમત રૂા. ૧૩૫.

એ ઉપરાંત દરેક જાતના ફ્રુટોના એશંશો તેમજ સોડા વોટર બાટ-લીઓ દરેક ચીજો નાના મોટા જથ્થામાં ઘણાજ કીફાયત ભાવથી મળશે.

લખો:—સોલ એજંટ:—**એસ. પી. પટેલ એન્ડ કું૦.**

તેલીફોન નં૦ ૨૫૧૪૫.  એન. એમ. વાડીયા બીલડીંગ.
તેલીગ્રામ "સોડાવોટર"  ૧૫, બેલ લેન કોટ મુંબાઇ.



બાનુઓ અને ગ્રહસ્થો,

તમોને સારાં સોભાગમાન બુલંદ મધુર અવાજના સુંદર દેખાવના ગ્રામોફોનની ખાહેશ હોય તો હમારા જગ જાહેર, એક અવાજે વખણાયલાં, હાથની ચાવીવાળાં તથા વીજળીક મોટરના "પ્રાઈમાફોન્સ" એક વખત હમારા કુશાદે શોરૂમમાં જોઈ જવાની ભલામણ કરીએ છીએ.

ભુંગલાવાળાં, વગર ભુંગલાનાં, પીકનીક પોરટેબલ તથા કેબીનેટ ગ્રાંડ મોડલસો, જુદી જુદી ડીઝાઈન્સોમાં અને માંગો તેવાં પોલીશ ફીનીશમાં રૂ. ૪૦ થી રૂ. ૧૦૦૦) સુધીમાં માંગો તેવી કીંમતના મળી શકશે.

તમારાં કોઈપણ મેકરનાં જુનાં મશીનો કીફાયત ભાવે બદલીમાં લઈને નવાં મશીનો આપીશું. તમારાં ચાવીવાળાં મશીનોમાં વીજળીક મોટર ફીટ કરી આપીશું.

કેટલગો અરજ કરવે મુક્ત મોકલવામાં આવશે.

**બોમ્બે ફોનો જનરલ એજન્સી,**

૫૨૦, ૫૨૨, કાલબાદેવી રોડ.

# "પ્રાઈમાફોન્સ"



સોલાપુરના છેલ્લાં પારસી બાદશાહી કુટુંબનો રાજત્યાગ.

# ખેલનો ટુંક સાર.

## SCENE I.

રાજા ઈંદ્રની દરબારનો દેખાવ. ફરેસ્તાઓ વચ્ચે ફાની દુન્યામાં કોઈબી આદમી ઈમાનદાર હોઈ શકે યા નહી તે વીશે તકરાર. મુરદાં-ફરોસ સોલાપુરના સત્યવાદી પારસી બાદશાહ મંચુ કાવારાણાની નેકી ને ઈમાનદારીની તારીફ કરેછ. વીશ્વામીત્ર, મંચુ આફતોમાં પોતાનું ઈમાન સાચવી શકે તે માટે શક બતાવે છે. તકરાર થતાં રાજા ઈંદ્રની રજા લઈને વીશ્વામીત્ર મંચુની કસોટી કરવા પેલી દુન્યામાં જાય છે.

## SCENE II.

બાદશાહ મંચુ કાવારાણાની દરબાર. વીશ્વામીત્રે દરબારમાં આવી મંચુ પાસે પોતાના પરમાર્થી ફંડમાં ભરવા હજાર ગીનીની મદદ માગે છે. પૈસાની મદદ કબુલ કરાવવા બાદ વીશ્વામીત્ર એક જાણીતી નાચનારીને મંચુની દરબારમાં મોકલી, તેની પાસ સાદીનો કોલ માંગે છે. નાચનારીને કાઢી મુકવાથી વીશ્વામીત્ર પોતાનું અપમાન થયલું જાહેર કરે છે. તકરાર થતાં મંચુ વીશ્વામીત્રને રાજપાટ સોંપી જંગલમાં બૈરી છોકરાં સાથે ચાલી જાય છે.

## SCENE III.

પૈસાની ચાલુ ઉઘરાણીથી કંટાળી જઈને, તેમજ પોતાના ઈમાનપર મુસ્તાક રહીને, મંચુ બૈરીને અને બચ્ચાંને પ્રેસીડંટ ક્રોસવેલને ઘેર વેચી નાંખે છે. ને પોતેબી વેચઈને વાંદરા ક્રીમેટોરીયમમાં નોકરી રહે છે.

## SCENE IV.

બાબો જીજુ ગીત ગાઇને નાચવા જતાં વીશ્વામીત્રે ફેંકેલી કેરાંની છાલ પરથી સરી પડીને ગુજરી જાય છે.

## SCENE V.

વાંદરા ક્રીમેટોરીયમમાં મંચુનો બળાપો. બુચાનું મુરદું લઇને પરીચેહર ત્યાં આવી પુગે છે. મંચુ, બૈરી અને બુચાને પીછાણે છે. માય બાપનો બુચાને માટેનો જીગર તોર કકલાટ; મંચુ લાશને હંમેશની ફી વગર ક્રીમેટોરીયમમાં દફનાવા ના પાડે છે, ક્યસરના દરયાઇ કાફલાનો વડો એડમીરલ વૉન ટરપીઝ જો મંચુ ક્યસરને ગાદીપર બેસાડવામાં મદદ કરે તો જીજુને જીવતો કરી આપવાની લાલચ બતાવે છે. મંચુ ધીક્કારથી એ માંગણી ના પાડે છે, અને વૉન ટરપીઝને કાઢી મુકે છે. પરીચેહર પર ચોરીનું ખોટું બોહતાન મુકાય છે, અને મંચુને હાથે તેને ગરદન મારવાનું ફરમાન બાહેર પડે છે. રાજા ઇંદ્ર મંચુને પરીચેહરને ગરદન મારતાં અટકાવે છે, જીજુને સજીવન કરે છે ને મંચુની ઇમાનદારીપર આફરીન કરી તેને બેહેસ્તમાં લઇ જાય છે.

ફરેસ્તાઓ—                    (૧)

જય જય કેરી આ અમર ઝીન્દગાની—
નહી ખતરાટ જ્યાં કાંઇ દુન્યાની—
વસીએ સહુ જ્ઞાની-આબાદાની માની લઇએ અભીમાની-૦
જંજાળ નજરની કાંઇ જાણી-નહીં રાજ કરે કોઇ ધણિયાણી—
ગમતી ઝીન્દગાની-જાવેદાની-વસતી પચરંગ પરજાની—
કોલી, મુલ્તાની ને અડવાની-હીંદુ મુસલમીન ઇરાની—
હમ ડાહયા આગળ-છે સહુ પાગલ ભેજે ભાગલ અજ્ઞાની—
સાંજે નહીં કાંઇ નાંક-સુકાણી-વ્હીસકી-બ્રાંડી-નહીં લાલ પાણી—
તો પણ રહીયે સહુ મસ્તાની-ભર રર ભમ ભમ ભમ—૦
દાદારી દરબારનાં દાની સુખોનાં છૈયે શહેલાણી—
પહેલાં ગમતને પીછાણી-ગાવામાં હમ્મેશ ગુલતાની—
તર રર રર રર તમ તમ-ભર રર રર રર ભમ ભમ—
ધર રર રર રર ધમ ધમ—૦

(૨)

ઉસ્તાદજી—          રાગ બાગેશ્રી. તાલ ત્રીતાલ.

કોઇ નહી અપના સમજ મન
એક દીન સબ છોડકે જાના
મીટીમેં મીલના સમજ મન—કોઇ નહી.

અંતરો.

કામ ક્રોધ મદ મોહ લોભ છલ
કછુહી નહી રખના
જુઠી જગતકો છોડ વાસના
જા સદ ગુરૂ ચરણ—સમજ મન.

વીશ્વામીત્ર—                    ( ૩ )

લેઉં ખુદાનું નામ, ને ફ્તેહ કરૂં મારૂં કામ,
ઉતારૂં સરનજામ, નહી તો ખાવું છે હરામ—લેઉં.
સચ્ચાઇના રાહ પરથી એને આંટી હું મારૂં,
ગુમાન એનું કારૂં, પીવરાવું, એને દારૂ,
છોડાઉં બહેસ્તનું બારૂં, પરવારૂં, પરવારૂં,
જાઉં બહેસ્તને મુકામ—લેઉં.

જીજુ—                    ( ૪ )

જોઇ લેવો યારો આયો હું તો રે છુટી જેલથી
નાચતો કુદતો ઉછળીને હું બેસું પપાને ખોલે
જીભરૂં મારો આયો દીકરો એમ કરી મમા બોલે—જોઇ
ગાંડો ઘેલો થઇ ભારતના ઘેરમાં ઘુસી જાઉં
આંખ મીચાવી પલમાં મરઘાં બટકાં પીટ્ટી લાઉં—જોઇ
મારૂં હું આખા મોહલ્લાને, જો મને ન મારે કોઇ
મકદુર નહી કોઇ હાથ ઉંચકે, સાત પેઢી નાખું ધોઇ.—જોઇ

દરબારીઓ—                    ( ૫ )

પરવરદેગાર-ત્હારો આધાર-કુલ જગતનો પાલનહાર—
દાદાર-દાતાર-આલા સરદાર-જગત-જુગત સરજનાર-૦
રંક કે રાયનો તું પાલનાર-ખીલે છે તુજથી જગ-ગુલઝાર—
કુલ સંસારનો તું સણગાર—યા ખુદા—યા ખુદા—
આદમ જાત છે તું પર નિસાર-નિસાર-નિસાર-નિસાર-૦

ઉસ્તાદજી—                    ( ૬ )

રાહ—ભેરવી ગઝલ.

પીયાસે મીલનવા મેં કૈસે કૈસે જાઉં
સંતની બીનતી મોરી માનત નાહી

પીયાકો દીલ મય કૈસે સમજાઉં—પીયાસે
મોહબતકી સાથ આજ પીયા દીલકો જલાના, જલાના, જલાના
પીયા તેરા દીલકો મેયકો દેઓ ઠીકાણા, ઠીકાણા, ઠીકાણા
ભોજનકી સાથ યાદ મેરી ભુલ નજાના, નજાના, નજાના.

**શેર.**

દીલ લગા યારસે ઉસ્કુ છુડાના મુસ્કીલ
ઝખમ કીયા જીસ સીનેસે ઉસ્કુ સીલાના મુસ્કીલ
દીલ કીસીકુ દેના નહી દીલ દેનેસે દીલ
નહી મીલા તો કુછ પરવાહ નહી પણ કમ દીલસે મત મીલ—
મેં કૈસે.

**પરીન—** (૭)

પાન ખાઇ પીચકારી મારીરે—પાન
મારી મારી મારીરે—પાન ખાઇ પીચકારી મારીરે.
પાવલીરે ખરચીને પીટમાં બેઠા—પાયરીની માય મારી નાંખીરે—પાન.
ઇરાની લોહી તારૂં રસપર ચરયું—
અરે દુમ દબાવી નાઠો રે—પાન.

**ચોપદાર અને મંચુ—** (૮)

બાદશાહ ઓ મારા, સાંભળ ઓ પ્યારા, કાન તું ધરી.
મડમની પોરી ગોરી ગોરી આવીને મળવા માંગેચ.
તારી મરજી હોય તો એને હાજર કરૂં દરબાર—બાદશાહ
* * * * *

જાણીતી નાચનારી એ તો ખરી,
મોડએલન નામથી ઓળખાય.
વઝીર મારા જાતે જઇને
કહોકે હાઝીર થાય—બાદશાહ૦

( ૯ )

નર હઝારો—શુર સરદારો—તેબી હારયા બઇરીથી-
ગરીબ હો યા હો જરદારો—તેબી હારયા બઇરીથી-
કોરટ કજીયા જીતનારાઓ—તેબી હારયા બઇરીથી!
બહારના મોટા ઓધેદારો—ઘેરમાં હારયા બઇરીથી!
બાંગો પાડનાર બલદીઓ—ચુપ થયા હાય બઇરીથી!
મુંછો વાલા મરધાજીઓ—તેબી હારયા બઇરીથી!

**વીશ્વામીત્ર—** ( ૧૦ )

દુર કર તારી સુરત મારી સાંખેથી મંચા
પ્રેમ ભરી એક પુતલીનું દીલ તેં તોરી નાખ્યું ઓ મુજી બચ્ચા—દુર
ન કીધી માયા ને મોહબત
ન રાખી તેં જરા મુરવત
દુર કર મુખ કચસર સયતાન
લાજ કેમ નહીં આવી.

**દરબારીઓ—** ( ૧૧ )

ઓ નામી! ઓ કામી! છઇએ હમે ગમખાર
તું ગયાથી ગુજરી જાય છે કંઇ કચના રોજગાર
ફુટયાં બહુ-લુટયાં-સહુ ધોલે દીન ધરબાર—
તોયે નહીં તુજ રાજમાં કોઇ દંડાયા દરબાર—
કાપીયાં કંઇ કચના ગજવાં ધરી તુજપર આધાર—
સહુ હવે તો જલ્દી થઇશું હાય! બેઠઠા બેકાર—

**વીશ્વામીત્ર—** ( ૧૨ )

અરે માનવ અરે દાનવ-પકડ તું સ્યાન, ન થા હયરાંન,
અરે મહારાજ- ન કર તારાજ-તારૂં રાજ જરા તો માન
કોણનું બચ્ચું-કોણનું કચ્ચું-બઇરી કોણના બાપનો માલ,
મોહું ખોલી-જુઠું બોલી-ઉડાવ દીકરા વાંવટો લાલ—કેરસ.

અરે નાદાન-ન ખો ઇમાન ધર તુ ધ્યાન-રૂસીતું માન
સમજ અજ્ઞાન-ખોલીને કાન-બની મહેરબાન-આપી દે દાન—કોરસ.

જીજી— ( ૧૩ )

હાય ! માય, કેમ કરૂં હું હૈયે રાખું કેમ ધીર !
બેઠા બેઠા એવણ પગો દબાવે—
પગે રખે હોય કીર !
મમા, મમા મને લાગીચ હવે ભુખ
ખવરાવો પોરી ને ખીર !—૦

પરીન ને મંચુ— ( ૧૪ )

વ્હાલા ઓ મંચી-જાવુંચ હવે હું ત્હારી રજા લઇને-
પ્યારી પરીચ્હેર સુખે સિધાર પણ દિલાસો દઇને-૦
દિલાસામાં તો એમજ કહું કે ધીચતો ના દારૂ-
ઘેરમાં ખુણે ખુણે ઉભો રહી કહરાવજે ઝારૂ !-૦
દારૂનું હરગીઝ નામ લઇશ નહીં આંસુઓના સમ-
તું ગયા બાદ ભુલાવવા ગમ પીવસ થોડો રમ-૦
છીબા દરજીનું બીલ ચુકવજે વેચી ના ખાતો કાંઇ-
સારી ને બ્લાઉઝની સંભાલ લેજે-ભુલમાં પડે ન ઉધાઇ-૦

જીજી— ( ૧૫ )

અરે નહીં મુંજને છોડી જાવો—
બે દોહોરયાંની તો ઢીંગલી અપાવો—૦
થોડેજ પૈસે, પપ્પા, કાંય તમે વેચાયા—
રંગીલી દરજનનું ગીત ગાવો—૦

વીશ્વામીત્ર— ( ૧૬ )

આય પારસી દિવાનો—મંચુ કાવારાણો—
છે અક્કલે કાણો—નેક નર—



મંચુ કાવારાણાના ભુખરી દરબારીઓ.

ચીનાઈ, જાપાનીસ,
તથા વેલાતી
રેશમી કાપડ
ખરીદવા પહેલાં
હમારે ત્યાં
જરૂર
પધારજો.

# ફેરમજી એન્ડ સન્સ.

રેશમી કાપડ તથા જરી કામના વેપારી

ઠે. ગરની રોડ

ઠે. મુંબઈ ૪.

કસબી
સાડી
ઝભલાં,
ટોપી, કોરા

વગેરે ભરાવવા હમારે
ત્યાંના નમુના જોઈ જશોજી.

## હાઇકલાસ રંગવાનું ખાતું.

ઉછલતી જવાની—ને સાથે ગુમાની—
નાદાની-બેધ્યાની એક ખર !
આપી ખુદની નારી—તજી ફરઝંદારી—
ને વેચાય છે—ખાંધ્યાને ઘર—
એવા પારસી કહેવાતા—તુંજથી સારા ઘાટા—
પણ છે તું તો—બિલકુલ ખચ્ચર—

( કોરસ )

લેવ જોવ ! ટોપલો નાંખ્યો માથાં પર
શાબાશ ! શાબાશ ! એઇ નેક નર—
પારસીપણાથી તુંજ કીધી તોબાહ !
સુફયાણો ત્હારો છે સચ્ચાઇનો રાહ !
લેવ જોવ ! ટોપલો નાંખ્યો માથાં પર !
એઇ લેફટનંટ મંચુ સબર—
એકદમ ત્હારો ફોટો પડાવ ઢીલ વગર—
એઇ ખાનદાની ખચ્ચર !

જીજુ— ( ૧૭ )

લગનના લીલાંઉમાં હોય કોઇ પોરી ઉમેદવાર
તો સઉ સાંભલો સેવકનો છે પનવાનો વિચાર
રાસ દોરડાં કે રંગ રૂપની નહી ભાંજગડ કંઇ લગાર
જો લાવે રીતમાં પોરી રૂપીઆ રોકડ લાખ દશ બાર

( કોરસ )

લુલી લંગડી યા મુગી બેહરી કાણી હુકી હોય નાર
ઠીંગણી ઢમ્બુસ ભલે હો લંબુસ નથી તેની કાંઇ દરકાર
પોરી હોય કાલી ગોરી—ચાહે તેવો અવતાર
જાડી પતલી ખુંધી ચેંગી પેંગી-છે બંદો તૈયાર.

સાસુજી હોય બાચકા ભરતી સલગે જેમ અંગાર
સસરાજીબી થયા હોય જો પચીસ વાર નાદાર
સાલોબી હોય જેલનો મેમ્બર ! છટ ! કોણને કનવાર
બસ અહિંતો રીતમાં જોઇએછ રૂપીઆ રોકડા લાખ દશ બાર—કોરસ

**મંચુ—** (૧૮)

અરે પથર જેવું બૈરૂં મેં તો ખોઇ દીધું રે:—અરે
સપ્પો બન્યો, સપ્પો બન્યો—સપ્પો બન્યો રે:—અરે
વહેમી વીશ્વામીત્રીએ પાત્યાં ગોઠવ્યાં,
વર બૈયરનાં સુખની વચ્ચે આંટી મુકી રે:—અરે

**મંચુ—** (૧૯)

કેહ રહા હય આસમાન.—રાહ.
આસમાન પોકાર કરે ઓ મંચા આય શું તારો હાલ
નોકર તું ક્રીમેટોરીયમમાં દીન ધરમનો કર કંઇ ખ્યાલ
રાત દહાડો મહેલ તારાપર ફરકતો વાવટો
ત્યાં ઉડે નહી ધોત્યું આજ, અબ વહાં કુચબી નહી
જ્યાં હતાં લેડીઝ જીમખાના ને ગવરનરનો મહેલ
ચોંઇ દરજીની છે દુકાનો અબ વહાં કુચબી નહી
કાજ કરનારીઓ બધી તુંને ઘરીને ઘેરતી
રંડાયલીઓ દુર નાસે છે અબ વહાં કુચબી નહી
જ્યાં હતી મોનજીની દુકાન—તાજમાં શેમપેન ડીનર
વેચાય છે ત્યાં છમણા ઘરભ—અબ વહાં કુચબા નહી
નાટક તખતાઓ ધુંજાવતા બાલીવાલા ને ખટાઉ
એમેચ્યુઅરો અકરી મરે છે અબ વહાં કુચબી નહી.

**પરીન—** (૨૦)

હાય ! ઓ જીજુ ! ઓ જીજુ ! ઓ જીજુ !
થયું શું ? રહું હું શું કરૂં ! બોલ ખરૂં !—૦
આફત ને સીતમનો છે આ પોકાર
કેરાંની છાલે તો મારયા બસ ઠાર
આવ્યો નહી કાલે તો કોઇને વિચાર—
કે આજે હતો મરનાર—૦

# બલસારા ટ્યુશન ક્લાસ.

## સ્થાપના ૧૯૦૫.

(૧) શેઠ વાડીઆજીના આતશબહેરામ સામે મી૰ માણેકશાહ હો. સુખડવાલાના ઘરમાં પહેલે માળે, ૬૦૭ ધોબીતલાવ.

(૨) ૭૮, ગનબાવા સ્ટ્રીટ, કોટ, માપલાની પોલમાં અંદરના જુના વહોરા ડોક્ટરની ઉપર, પહેલે માળે.

ઉપલાં વરસોના જુના જાણીતાં કેળવણી ખાતામાં કોઇબી ઉંચ કોમના છોકરા છોકરીઓ, બાનુઓ અને ગ્રહસ્થોને **શવારે સાંજે રાતે** અથવા **આખો દીવસ** વહેવારૂ અંગ્રેજી **બુક—કીપીંગ**, શોર્ટ–હેંડ, ટાઇપ–રાઇટીંગ, ગાયન, હારમોનીઅમ, વાયોલીન, દીલરૂબા કટીંગ, ફેનસી વર્ક અને (ક, ખ) થી મેટ્રીક સુધીની કોઇબી બાબદો વરસોના અનુભવિ શીક્ષકો દરેક છોકરાં પર છુટું છુટું ધ્યાન આપી કાળજી અને મહેનતથી શીખવે છે. બાનુઓ માટે **મહલાજાભરી** ખાસ સગવડો છે. ઉત્તેજન માટે ચાલાક વિદ્યારથીઓને ઇનામો આપવામાં આવે છે.

કેળવણી ખાતાનાં ઇનસ્પેક્ટરો મેસર્સ ભીમભાઇ દેસાઇ B. A. અને અરદેશર સુઇ B. A., તેમજ જાણીતા વકતાઓ મેસર્સ જે. જે. વીમાદલાલ સોલીસીટર, ખોદાબક્ષ એદલજી પુનેગર B. A. અરદેશર ખ. વેસાવેવાલા B. A. માનવંત વડા જડજ સાહેબ તી૰ ક્રીષ્ણલાલ મો. ઝવેરી M.A.L.L.B., જાણીતા ધારાશાસ્ત્રી શેઠ ખરશેદજી કાવસજી સંતોક, કરાંચીના વડા દસ્તુરજી મા. ન. ધાલા, મરહુમ દસ્તુરજી મીનોચેહેર જામાસ્પઆશાના, સખીવજુદ શેઠ માણેકજી પેસ્તનજી ભરૂચા, સર હોરમસજી કા. દી. એડનવાળા નાઇટ, તથા પુનાની સાયન્સ કોલેજના માજી પ્રોફેસર મી૰ એફ. ઇ. ભરૂચા, શેઠ જેહાંગીર ર. દુબાશ, પ્રો૰ માણેક હો. દાદાચાનજી અને ફુરસદ, નવરંગ, ઢોંગસોંગ, હીંદી ગ્રાફીક, નવરાસ, દીલેઆરામ વગેરેના અધીપતીઓ તથા બીજા ઘણાક જાણીતા આસામીઓએ આ ખાતાં માટે વખાણના ઉદગારો બહાર પાડેલા છે.

**વધુ માટે ઉપલે ઠેકાણે મળો યા લખો.**

# તમો ચશમો કેવો લેશો?

આંખને રાહત મલે તેવા હાઇ કવોલીટીના લેનસીઝ મોઢાંપર આબાદ ફીત થાય તથા શોભે તેવી ફ્રેમમાં ફીટ કરેલો ચશમો તમારી તમામ આંખની ફરયાદો દુર કરી તમારા દેખાવમાં ઘણો વધારો કરશે.

અમારી ફેકટરીમાં ઘણીજ હાઇ કવોલીટીના લેનસીઝ બને છે.

Awarded Gold Medals



Awarded Gold Medals

અમારા સ્ટોકમાં સેંકડો વેરાયટીઝની ફ્રેમો હમેશાં હાજર રહે છે.

જરૂર પડતાં એકજ મુલાકાત તમારી ખાત્રી કરી આપશે.

## બાલીવાલા એન્ડ હોમી.

આગેવાન ચશમાં બનાવનારા

મુંબઈમાં ત્રણ દુકાનો.

| ૨૭૯, હોર્નબી રોડ. | ૩૬૧, કાલબાદેવી રોડ. |

તથા

ચમાર બાગવાલા બીલ્ડીંગ, પરેલ, મુંબઈ.

આ ચોપડી મી૦ ધનજીભાઇ ડોસાભાઇ નારીયેલવાલાએ ધી કમરશીયલ પ્રીન્ટીંગ પ્રેસ ૧૧, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધે છાપી છે, તથા ડોકટર જેહાંગીર વાડયા (એલ. એમ એન્ડ એસ.) એ સર જે. જે. હોસ્પીટલ, મુંબઇ મધેથી પ્રગટ કીધી છે.